॥ ૐ ॥

શ્રી નવિન

સરોજ નાટક સમાજ.

# તારણહાર.

નાટકના ગાયનો તથા ટુંકસાર.

લેખક—લાલશંકર હરજીવનદાસ મહેતા.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

પોપટલાલ કેસરીસીંગ શેઠ.

માલીક,

શ્રી નવિન સરોજ નાટક સમાજ.

પ્રીન્સેસ થીએટર—મુંબઈ.

કિંમત ચાર આના.

॥ શ્રી પરમાત્મને નમઃ ॥

## શ્રી નવિન સરોજ નાટક સમાજ.

# તારણહાર.

### નાટકનો ટુંક સાર અને ગાયનો.

લેખકઃ—લાલશંકર હરજીવનદાસ મહેતા.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

પોપટલાલ કેસરીસીંગ શેઠ

માલેક,

શ્રી નવિન સરોજ નાટક સમાજ.

ઠે,—ભાંગવાડી પ્રીન્સેસ થીએટર—મુંબઈ.



સંવત ૧૯૮૭. સને ૧૯૩૧

આવૃત્તિ ૨ જી. પ્રત ૨૦૦૦

કિમત રૂ. ૦—૪—૦

# પ્રાકકથન.

પ્રસ્તુત નાટક એ સ. લાલશંકર હરજીવનદાસ મહેતાનો ગુર્જર રંગભુમી ઉપર બીજો પ્રયાસ છે. પ્રથમ ભારત ગુજરાતી એમેચ્યોર્સ ક્લબદ્વારા એમણે 'પ્રજાતંત્ર' નાટક ભજવાવેલો જે મુંબઈની કદરદાન પ્રજાને પૂર્ણ પસંદ પડેલો એથી આ બીજું સાહસ કરવા એ પ્રેરાયા; તારણહાર એ ભારતના ઇતિહાસમાં અગ્રસ્થાન ભોગવતા સુવર્ણ યુગનો અનેરો ઇતિહાસ. પાટલીપુત્રનું ગૌરવ, ભારતને અખિલ વિશ્વમાં પરમ ઉન્નત સ્થાન અર્પનાર છે એ દિવ્ય સિંહાસને ચંદ્રગુપ્ત, વિક્રમાદિત્ય, સમુદ્રગુપ્ત, પરાક્રમાદિત્ય' નૃસિંહબાલાદિત્ય, અશોક, ચંદ્રગુપ્ત મૌર્ય, અજાતશત્રુ, પુષ્યમિત્ર, ઈ, મહાન નરેન્દ્રો વિરાજી ગયા. એમાંનો સ્કંદગુપ્ત એક એનો ઇતિહાસ એટલોજ ઉજ્વળ, એટલોજ વિશદ અને એટલોજ મનોહારી છે.

સ્કંદગુપ્ત એટલે એ અનેરા સુવર્ણ યુગનો વીર જવાહીર એનો આત્મત્યાગ એની દેશભક્તિ એનું બ્રહ્મચર્ય અનેક ખટપટો વચ્ચે ભારતનું અજેય સિંહાસન અજેય રાખવાની એની દૃઢાભિલાષા એને ચરણે વારંવાર નમન કરવાનું મન કરાવે છે આવી વસ્તુ પસંદ કરવા માટે ભાઈ લાલશંકરને ધન્યવાદ ઘટે છે. રંગભુમિના એમના ઓછા અનુભવને લીધે એમાં કદાચ ક્ષતિઓ રહી ગઈ હશે તો સુજ્ઞ પ્રેક્ષકો ક્ષીરનીર ભાવે વધાવી લેશે મેં તેમના નાટકમાં કાવ્યો રચવાનું તેમને તેમજ મારા સ્નેહી રા. પોપટલાલભાઈને વચન આપેલું. મોડો મોડો પણ એ સહકાર મેં કંઈક અંશે સાધ્યો છે. ઈશ્વર સર્વના પ્રયત્નને સુયશ આપે એજ અભ્યર્થના.

પ્રીન્સેસ થીએટર.
મુંબઈ
ગુરૂવાર, તા ૯-૭-૩૧

સ્નેહાંકિત,

રઘુનાથ ત્રિભુવન બ્રહ્મભટ્ટ.

શ્રી

# નમ્ર નિવેદન.

મારા માનવંતા પ્રેક્ષકો—

હું આપને જણાવવાની રજા લઈશ કે, મને રંગભૂમીની દીશામાં પ્રથમ દોરનાર "શ્રીભારત ગુજરાતી એમેચ્યોર્સ" અને મ્હારો "પ્રજાતંત્ર" નાટય પ્રયોગ છે. પરંતુ ખરી રીતે નાટય સંસ્થાની રંગભૂમી ઉપર મ્હારો પ્રથમ પ્રવેશ આજના "તારણહાર" નાટકથીજ થાય છે. અને એ પ્રવેશ કરાવનાર શ્રી નવિન સરોજ નાટક સમાજના માલેક **પોપટલાલભાઈ** સાથેનો મારો સ્નેહ સંબંધ છે.

શ્રી નવિન સરોજ નાટક સમાજની શરૂઆતમાંજ તેમણે મારી પાંસે એક સારા નાટય પ્રયોગની માગણી કરેલી પરંતુ મારી અંગત ઉપાધીઓ, ધંધાની અગવડો અને બીજાં કેટલાક વ્યવહારિક અનિવાર્ય કારણોના લીધે તેમજ હું પોતે બહારગામ જઇ શકવાની સ્થિતીમા નહી હોવાથી મારાથી નાટક તૈયાર કરવાનું બની શક્યું નહી, ત્યારબાદ મજકુર નાટક સમાજ મુંબઇમા આવી અને ચાર નવાં નાટકો સ્ટેજ કર્યાં જે મુંબઈની માનવંતી પ્રજાના સંપૂર્ણ આદરને પાત્ર થયા.

ત્યારબાદ શ્રીયુત પોપટલાલભાઈની નવા નાટય લેખકોને ઉત્સાહી બનાવી ઉત્તેજન આપી બહાર લાવવાની તીવ્ર ઇચ્છાઓ મારા સમજવામાં આવતાંજ મ્હેં "તારણહાર" નાટક લખવાની શરૂઆત કરી—અને જે નાટકને સારા આકારમાં શણગારી સ્ટેજ

કરવાની પોપટલાલભાઈએ ખાત્રી આપી મને ઉત્સાહી બનાયો આવી ઉગતી સંસ્થા, ઉગતા લેખકોને આવી રીતે પ્રોત્સાહી બનાવે એ અભીનંદનને પાત્ર છે.

આ નાટક એ મારૂં સહસજ છે. કારણ હું કવી કે લેખક હોવાનો દાવો કરી શકતોજ નથી. મારા ધંધાની દીશા તદ્દન જુદીજ છે. ઉપરાંત ટુંક સમયમાં લેખ તૈયાર કરવો. ગુપ્તવંશના સમ્રાટ સ્કંદગુપ્તનો ઈતિહાસ મેળવવાનાં સાધનોની અછત મારી અવ્યવસ્ત પ્રકૃતિ—આવા સંજોગોમાં પણ આજનો "તારણહાર" નાટય પ્રયોગ મારાથી બનતા પ્રયત્ને તૈયાર કર્યો છે ઇતિહાસ સાથે રંગભૂમિને અનુકુળ કલ્પનાનો ઉપયોગ કરવો પડયો છે. સુજ્ઞ પ્રેક્ષક વર્ગ મારા આ પ્રથમ પ્રયાસમાં જણાતી ખામીઓને ક્ષંતવ્ય ગણી મારા સાહસને વધાવી લઈ ઉત્સાહ પ્રેરશે એવી આશા રાખુ છું.

તેમજ આ પ્રયોગના કાવ્ય વિભાગને વધુ રસીક બનાવવા માટે કંપનીના તેમજ મારા પરમ સ્નેહી રસકવિ શ્રીયુત રઘુનાથ ત્રિભુવનદાસ બ્રહ્મભટે માત્ર ત્રણજ દીવસના ટુંક સમયમાં પણ જે અમુલ્ય મદદ કરી છે. તે માટે તેઓશ્રીનો ખરા અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

તેમજ સંસ્થાના સ્ટેજ માસ્તર કચરાલાલ શીવરામ નાયકે મને સમયોચિત સુચન ઓ આપી આ પ્રયોગને સંગીન બનાવવા મારા પ્રત્યે જે લાગણી બતાવી છે તે માટે હું તેમનો પણ આભારી છું વિશેષમાં શ્રી નવિન સરોજ નાટક સમાજના માલીક શ્રીયુત શેઠ પોપટલાલ

ભાઇએ મારા પ્રયોગને આકર્ષક બનાવી મને ઉત્સાહ પ્રેરવા સારા સારા આર્ટીસ્ટો જેવા કે શ્રી દેશી નાટક સમાજના જાણીતા મી. જહાંગીરજી માણેકજી મીસ્રી, રા ખંડુભાઇ ગંગારામ, મી વાસુદેવ જેવા સમર્થ કારીગરો રોકી ડ્રોપથી માંડીને આખાએ નાટકના સોનેરી ડ્રેસો, અને લાઇટના શણગારથી સજાવા માટે મુક્ત હસ્તે ખરચ કરતાં પાછું વાળી જોયું નથી. વળી વિશેષમાં જાણીતા આર્ટીસ્ટ મી. જહાંગીરજી માણેકજી મીસ્રી કે જેમને કંપની સાથે કાંઇપણ લેવાદેવા નથી તેમણે શેઠ પોપટલાલભાઇના સ્નેહ સંબંધે આકર્ષાઇ આ નાટકને દીપાવવા પોતે અથાગ પરીશ્રમ લીધો છે તે માટે હું તેઓશ્રીનો પણ અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

અંતીમમાં મને ઉત્સાહ પ્રેરનાર મારા મીત્રો તેમજ સંસ્થાના હિતેચ્છુઓએ મારા માટે જે લાગણી દર્શાવી છે તે માટે તેઓ સર્વના આભાર સાથે વીરમું છું. એજ.

મુંબઇ.<br>કાલબાદેવી,<br>પ્રીન્સેસ થીએટર<br>તા. ૯-૭-૩૧.

લી. આપનો કૃપાકાંક્ષી,

લાલશંકર હરજીવનદાસ મહેતા.



શ્રી.

# "તારણહાર."

## નાટકનાં પાત્રોના પરિચય

### પુરુષ વર્ગ

**સ્કંદગુપ્ત**-મગધનો પ્રતાપી આત્મત્યાગી યુવરાજ બાળપણથી બ્રહ્મચારી સમ્રાટ મગધનો **તારણહાર.**

**પુરગુપ્ત**-સ્કંદગુપ્તનો ઓરમાન ભાઈ.

**પર્ણદત્ત**-મગધનો મહા નાયક.

**ભટ્ટાર્ક**-મગધનો કુટીલ સેના નાયક.

**ગોવિંદગુપ્ત**-સ્કંદગુપ્તનો કાકો કર્મયોગી દિવ્ય પુરુષ.

**વીરસેન**-વફાદાર અંગરક્ષક.

**ભીમવર્મા**-માલવાનો મહારાજા

**દેવવર્મા**-ભીમવર્માનો કુમાર.

**તોરમાણ**-હુણસરદાર.

**સેજપાલ**-પાટલીપુત્રનો વાણીઓ.

**સાગરદત્ત**-વિદેશી સોદાગર.

**ખોડીઓ**-સેજપાલનો નોકર.

સિવાય અધ્યાપક, નાગરીકો, સૈનિકો, સ્નાતકો, પ્રતિહાર વિગેરે.

### સ્ત્રી વર્ગ.

**ભદ્રશીલા**-પટ્ટ મહાદેવી સ્કંદગુપ્તની માતા.

**અનંતાદેવી**-રાજકુમાર પુરગુપ્તની સગી લોભી માતા.

**ધૈર્યદેવી**-ભટ્ટાર્કની ધર્મપત્નિ; સાચી વીરાંગના.

**સુશીલાદેવી**-માલવપતિ ભીમવર્માની ભગીની

**શ્યામળી**-સેજપાલની સ્ત્રી.

**લહેરી**-સેજપાળની પુત્રી.

**જમના**-ખોડીદાસની સ્ત્રી.

સિવાય સખીઓ, વીરાંગનાઓ નાગરીકાઓ વિગેરે.

શ્રી ૧।

# શ્રી "તારણહાર" નાટકનો ઈતિહાસ

## પરિચય અને પૂર્વ વૃત્તાન્ત

સમ્રાટ સ્કંદગુપ્ત યાને મગધના મહારથીનું જીવન ચરિત્ર જાણવાનાં જે સાધનો મળ્યાં તે બહુ ઓછાં છે. ઇતિહાસ ટુંકો છે છતાં એ વીર નરની ઉજ્વળ કારકીર્દીનાં સંભારણાં ગીરનારના શીલાલેખો અને પીટારીના સ્થંભ ઉપર ઉભાં છે.

સમ્રાટ સ્કંદગુપ્તને ઇતિહાસકારો અખંડ બ્રહ્મચારી ભીષ્મના અવતાર જેવો માને છે. સ્કંદગુપ્તની રાજકારકીર્દી ઈ સ. ૪૫૫ થી ઇ સ. ૪૬૭ એટલે ફકત બાર વરસનીજ છે. એ સમયમાં દેશમાં હુણો અને શકોના આક્રમણ: અપરમાતા અનંતાદેવીનો સત્તાલોભ અને મહત્વાકાંક્ષાથી ગુપ્ત સામ્રાજયમાં આંતર વિદ્રોહની સળગતી આગ. બ્રાહ્મણો અને બૌદ્ધના ઝઘડાઓ આવા વિકટ પ્રસંગોમાં પણ સ્કંદગુપ્તે સુખ, શાન્તી, સ્વાર્થ અને વૈભવને લાત મારી ગુપ્ત સામ્રાજય ટકાવ્યું ગુપ્તવંશનો ગરૂડ ધ્વજ ફરકતો રાખ્યો સ્કંદગુપ્તનું ઘણું ખરૂં જીવન લડાઇઓ લડવામાંજ ગયું છે ને મૃત્યુ શય્યા પણ કહફરની સમરભૂમી બની છે. આર્યાવર્ત અને ગુપ્ત સામ્રાજય માટે પોતે સમ્રાટ હોવા છતાં પણ તૃણ શૈયા ઉપર શયન કર્યું છે.

સ્કંદગુપ્તના પિતા સમ્રાટ કુમારગુપ્તને માળવાપર વિજય મેળવ્યા પછી માળવા ગુપ્ત સામ્રાજ્યના તાબામાં હતું. માળવા અને મગધને નિકટનો સંબંધ હતો. એટલે આજના પ્રયોગમાં મગધ સાથે માળવાના પ્રસંગો મેળવવામાં આવ્યા છે. પ્રયોગનાં ઘણાં ખરાં પાત્રો ઐતિહાસીક છે. સ્કંદગુપ્તની આજન્મ અખંડ બ્રહ્મચારી રહેવાની પ્રતિજ્ઞા મગધ માટે આપેલો અપૂર્વ આત્મભોગ. પ્રજાપાલક અને ધર્મનિતી એજ આજના "તારણહાર"ની મહત્તા

## પૂર્વ વૃત્તાન્ત.

ગુપ્તવંશના ઈતિહાસના પ્રમાણથી સમ્રાટ કુમારગુપ્તને બે સમ્રાજ્ઞીઓ હતી. પટ મહાદેવીનું ચોકસ નામ નહી મળવાથી અહીં ભદ્રશીલા નામ રાખવામાં આવ્યું છે. જ્યારે બીજીનું નામ અનંતાદેવી મળ્યું છે. સમ્રાટ કુમારગુપ્તને ભદ્રશીલાથી યુવરાજ સ્કંદગુપ્ત અને અનંતાદેવીથી પુરગુપ્ત નામના બે પુત્રો હતા. ભદ્રશીલા પવિત્ર ને ધર્મમૂર્તિ હતી અનંતાદેવી સત્તા લોભી વિલાસી ને મહત્વાકાંક્ષી હતી એટલે યુવરાજ સ્કંદગુપ્ત નર્મદા કિનારાપર પુષ્યમીત્ર નામના રાજા સામે યુદ્ધમાં ગયો અને અહીં સમ્રાટ કુમારગુપ્તનું મૃત્યુ થયું. મૃત્યુ શાથી અને કેમ થયું તે નિર્ણય થઈ શકતો નથી. પણ અનંતા દેવીએ સમ્રાટ કુમારગુપ્તના નામનો બનાવટી લેખ ભટ્ટાર્ક નામના સેના નાયકને પોતાના પક્ષમાં લઇ તૈયાર કર્યો અને યુવરાજ સ્કંદગુપ્તની ગેરહાજરીનો લાભ લઈ પોતાના પુત્ર પુરગુપ્તને ગુપ્તવંશના સિંહાસન પર બેસાડવાની તૈયારી કરી ત્યારથી આજના પ્રયોગની શરૂઆત થાય છે.

શ્રી.

# શ્રી "તારણહાર."

## નાટકનો ટુંકસાર.



## અંક પહેલો

### મંગળા ચરણ અને વસ્તુ સૂચન.

પ્રવેશ ૧ લો—પાટલી પુત્રનો ભવ્ય રાજદરબાર—રાજમહીષી અનંતાદેવીનું હથીઆર બનેલો સેના નાયક ભટ્ટાર્ક રાજકુમાર પુરગુપ્તને રાજ્યાભિષેકની તૈયારી કરી રહ્યો છે. ગુપ્ત સામ્રાજ્યના વફાદાર મહાનાયક પર્ણદત્તે આવી સામાજ્યના સિંહાસનનો ખરો હકદાર યુવરાજ સ્કંદગુપ્ત હોવાથી રાજકુમાર પુરગુપ્તને થતો રાજ્યાભિષેક અટકાવવો. પુરગુપ્ત ભટ્ટાર્ક અને પર્ણદત વચ્ચે આગના તણખા ઉડે છે. ત્યાં રાજમહીષી અનંતાદેવીએ આવી રાજ્યાભિષેકનું કાર્ય પુરૂ કરવા તથા પર્ણદતને કેદ કરવાની આજ્ઞા ફરમાવવી. સિંહગર્જના કરતો પર્ણદત અન્યાયની સામે તલ્વાર ઉઠાવે છે. પુષ્યમિત્ર સાથેના યુદ્ધમાં વિજય મેળવી યુવરાજ સ્કંદગુપ્તનું આવી ચડવું. આંતર વિદ્રોહની સળગતી આગ જોઇ સ્કંદગુપ્તનું વિસ્મય થવું અને માતા અનંતાદેવી પાસે ખુલાસો માગતા અનંતાદેવીએ સદ્દગત સમ્રાટ કુમારગુપ્તની અંતીમ ઇચ્છાનો બનાવટી લેખ

રજુ કરવો સ્કંદગુપ્તની પિતૃભક્તિ. પર્ણદતનો વિરોધ. અનંતાદેવી અને ભટ્ટાર્કના પ્રપંચથી પર્ણદત અશ્ચર્યજનક કેદ થવા સ્કંદગુપ્તને શસ્ત્રો છોડી તાબે થવાની આજ્ઞા. અપરમાતાનો પ્રપંચ સામે સ્કંદગુપ્તની સિંહગર્જના સ્કંદગુપ્તને કેદ કરી પુરગુપ્તને રાજ્યાભિષેક કરવા જતાં દિવ્ય યોગી ગોવિંદગુપ્તથી સ્કંદનો આશ્ચર્યજનક બચાવ.

**પ્રવેશ ૨ જો**-કાળાં ધોળાં કરી માલદાર થયેલ પાટલીપુત્રના શેઠ સેજપાળ અને શેઠાણી શ્યામળાનો વાર્તાલાપ મુર્ખ નોકર ખોડીદાસની મુર્ખાઈનું પ્રદર્શન સાગરદત નામના સોદાગરનું સેજપાલને ત્યાં થાપણ મુકવા આવવું સેજપાળે પચાવવાની આશાએ સાધુતાનો ડોળ કરી થાપણ પચાવવી.

**પ્રવેશ ૩ જો**--પાટલીપુત્રનો રાજમહાલય:--અનંતદેવી અને ભટ્ટાર્ક સ્કંદગુપ્ત અને ગોવિંદગુપ્તને સપડાવવાની મંત્રણા કરી રહ્યાં છે. અંગરક્ષક વીરસેનને બોલાવી દેવી ભદ્રશીલાનો ઘાત કરવા કહેવું રાજસેવક વીરસેનની રાજભક્તિ અને અનંતાદેવીના હાથે મૃત્યુ પોતાના હાથેજ ભદ્રશીલાનો કાંટો ઉખેડી નાખવા અનંતાદેવીએ ભદ્રશીલાને ઘસડી લાવવા ભટ્ટાર્કને મોકલવો. ભટ્ટાર્ક ભદ્રશીલાને લઇને આવવું. અનંતા અને ભટ્ટાર્કનો આદર્શ. દેવી ભદ્રશીલા ઉપર અસહ્ય જુલમ. મદાંધ બનેલી અનંતાને ભદ્રશીલાનાં બોધવચન. અનંતાનુ ઉશ્કેરાવું અને ભદ્રશીલાપર પ્રહાર કરવા જતાં ભટ્ટાર્કની પતિ ધૈર્યદેવીએ આવી સામી ભટ્ટાર્ક અને અનંતાને વીરાંગનાને છાજતો પડકાર ગુપ્ત સામ્રાજ્યની પટ મહાદેવી માટે પ્રાણ આપવાની તૈયારી

અનંતા અને ભટ્ટાર્કનો ક્રોધાગ્નિમા ભદ્રશીલા અને ધૈર્ય દેવીને હોમવાની તૈયારી ત્યાં અચાનક સ્કંદગુપ્તનું આવવું, ભદ્રશીલા ને ધૈર્યદેવીનો બચાવ,

--ટબ્લો--

**પ્રવેશ ૪ થો**--ઉજ્જયીનીનું ઉપવન--પુરૂષાનો ઉજ્જયીનીના મહારાજા ભીમવર્માની ભગીની સુશીલાદેવીનો સખીઓ સાથે પ્રેમ ગોષ્ઠી. ત્યાં હુણ સરદાર તોરમાણનો પત્ર લઇ સૈનિકનું ભીમવર્માનું આવવું. વીરાંગના સુશીલા દેવાએ પત્રના ટુકડા કરી પોતાના હાથની માગણી કરનાર તોરમાણને માળવાનું શૌર્ય બતાવવા યુદ્ધનું આમંત્રણ. મહારાજા ભીમવર્મા પાટલીપુત્ર ગયેલા હોવાથી સુશીલાદેવીએ સૈન્યની સરદારી અને દુર્ગ રક્ષાની જવાબદારી સ્વીકારવી. દુતને પાંટલીપુ-ત્ર મોકલવો,

**પ્રવેશ ૫ મો**-કારાગાર-કારાગૃહમાં પડેલા પર્ણદત્તના મગધ માટે વિચાર. અનંતા દેવીનું આવવું. પર્ણદત્તને પોતાના પક્ષમા મેળવવા શામ, દામ, ભેદથી સમજાવવો, છેવટે પ્રેમની માગણી. રાષ્ટ્રભકત પર્ણદત્તની અડગ ટેકને અનંતા દેવીનો તીરસ્કાર-વીફરેલી વાઘણ જેવી અનંતાનો ક્રોધ અને પર્ણદત્તને જીવતો બાળી મુકવા સૈનિકોને આજ્ઞા. ગોવિંદગુપ્તથી અજાયબી ભર્યો રાષ્ટ્રભકતનો બચાવ. અનંતાનું સ્તબ્ધ થવું.

--ટબ્લો--

**પ્રવેશ ૬ ઠો**-જાત્રા કરી પાછા ફરેલ સાગરદત્તે સેજપાલ પાસે થાપણ પાછી માગવા આવવું. સેજપાલના ઉડાઉ જવાબ ઉસ્તાદ સાગરદત્તે થાપણના બદલામાં તેની દીકરી લહેરીને ઉચાપત કરવી, ખોડીદાસે શોધમાં જવું.

**પ્રવેશ ૭ મો**–(ઉજ્જૈયનીનું વિદ્યાપીઠ–ઉજ્જયનીનો દુર્ગ અને ક્ષીપ્રાનદી) ઉજ્જયનીના વિદ્યાપીઠના સ્નાતકોને સૂવર્ણ ચંદ્રકના દાન આપવાનો મહોત્સવ ઉજવાય છે ત્યાં સુશીલાદેવીએ આવી સ્તાનકો પાસે માળવાની માતૃભૂમી માટે આત્મબળીદાનની માગણી, રાજકુમાર દેવવર્મા અને સુશીલાદેવી વચ્ચે ઉગ્ર સંવાદ સુશીલાદેવીના તીવ્ર વાક્ય પ્રહારોથી વિદ્યાપીઠના સ્નાતકોએ માળવાની આબરૂ બચાવવા પ્રતિજ્ઞા કરવી અને હુણો સામે દુર્ગનો બચાવ કરવા સમર ભૂમી તરફ પ્રયાણ. **સીન ટ્રાન્સફર.**

ઉજ્જયનીના દુર્ગને તોડવાનો તોરમાણનો મીથ્યા પ્રયત્ન ત્યા રાજકુમાર દેવવર્માની સરદારી હેઠળ સ્નાતકોનું આવવું. હુણો અને સ્નાતકો વચ્ચે ભીષણ યુદ્ધ ને દેવવર્માનું ઘાયલ થવું ત્યાં સિંહણ સમી સુશીલાનું મેદાને પડવું. તોરમાણના હાથે સુશીલાની હાર ને કેદ પકડાવું સુશીલાને પોતાની છાવણીમાં પહોંચાડવાની સૈનિકોને તોરમાણની આજ્ઞા મગધ સૈન્ય સાથે સ્કંદગુપ્ત અને ભીમવર્માનું આવી પહોંચવું. હુણો અને માગધીઓનો દારૂણ રણ સંગ્રામ હુણોની હાર ને નાસવું. સ્કંદગુપ્ત, ભીમવર્મા અને સુશીલાએ પાછળ પડવું. **સીન ટ્રાન્સફર.**

ક્ષીપ્રાની ખીણોમાં નાસતા હુણો ઉપર સ્કંદગુપ્તનો ભયંકર મારો તોરમાણનું હતાશ થવું. તોરમાણની પીઠ પર સ્કંધે ઘા કરવા જતાં ગોવિંદગુપ્તનુ પ્રગટ થવું. ને **क्षमा वीरस्य भूषणम्** ના દિવ્ય સુત્રથી સ્કંદને રોકવો સ્કંદે તોરમાણને જીવતો જવા દેવો.

—ટેબ્લો—

**પ્રથમ અંક સમાપ્ત.**

# અંક બીજો.

**પ્રવેશ ૧ લો**—ઉજ્જયનીનો રાજમહાલય—સ્કંદગુપ્તની સહાયથી ઉજ્જયનીની રક્ષા થઇ માળવાનું ગૌરવ વધ્યું અને પોતાનો બચાવ થયો તેથી સખીઓ સાથે સ્કંદગુપ્તના સ્વાગતની તઇયારીઓ કરી રહી છે, ત્યાં સ્કંદગુપ્તનું આવવું. સ્કંદગુપ્તનો અપુર્વ સત્કાર. સુશીલા દેવી અને સ્કંદગુપ્ત વચ્ચે સ્ત્રી પુરૂષ વિષે મીઠો અને પ્રેમ ભર્યો સંવાદ, ત્યાં પાટલી પુત્રથી બેહાલ સ્થિતીમાં ધૈર્ય દેવીનું આવવું અને પુરૂષે સામે પોકાર અને ન્યાય માગવો. સ્કંદગુપ્તનું ધૈર્યદેવીને સન્ત્વન ધૈર્યદેવીએ પાટલી પુત્રની સ્થિતિ સમજાવવી. સ્કંદગુપ્તની પાટલીપુત્ર જવાની તઇયારી. સ્કંદગુપ્ત અને ધૈર્યદેવીનુ પાટલીપુત્ર તરફ પ્રસ્થાન સુશીલાદેવીને સ્નેહાકર્ષણ.

**પ્રવેશ ૨ જો**—પાટલીપુત્રના અનંતાદેવીનું વિલાસભુવન. સ્વચ્છંદી બનેલા અનંતા અને નિરંકુશ ભટ્ટાર્કનો ભ્રષ્ટાચાર અને પાશવલીલા રાજકુમાર પુરગુપ્તે અચાનક દાખલ થતાં માતાની પાપ-લીલા તરફ દષ્ટિ અને આઘાત. ક્રોધાંધ બનેલા પુરગુપ્તે માતા ઉપર શસ્ત્ર ઉપાડતાં પુરગુપ્તને કેદ કરવાનો હુકમ ત્યાં મહા નાયક પ-ર્ણદતનું પાપીઓને પડકાર કરતાં દાખલ થવું, અનંતાનો ઉગ્ર ક્રોધ ત્યાં ભટ્ટાર્ક અને અનંતાએ આપેલા આમંત્રણથી હુણ સરદાર તોરમાણનું આવવું. અનંતા અને ભટ્ટાર્ક તરફથી હુણ સરદારનો સત્કાર. પુરગુપ્ત અને પર્ણદતનો સખ્ત વિરોધ. હુણ સરદારનુ અપમાન. ઉશ્કેરાયલા હુણ સરદારને શાન્ત કરવા અનંતાએ બધાંને

ક્ષમા માગવા ફરજ પાડવી. ગુપ્ત સામ્રાજ્યની વિભુતીઓના પડકાર બંનેને કેદ ને અનંતા એ હુણ સરદારના ચર્ણોમા અમુલ્ય ભેટ તથા ગુપ્ત સામ્રાજ્યનો પવિત્ર રાજમુગટ ધરી તોરમાણની સ્વાધીનતાનો સ્વીકાર કરવા જતા આગના ગોળા સમો સ્કંદગુપ્ત દૈર્ય દેવી સાથે આવી પહોચે છે. તોરમાણને પાટલીપુત્રની હદમાથી બહાર જવા સ્કંદગુપ્તનો હુકમ. છુપાવી રાખેલ હુણ સૈનિકોનું બહાર પડવું લડાઈ અને તોરમાણનું નાસવું ભટ્ટાર્ક અને અનંતાનું નાશીપાસ થવું ને રાજમહેલમાંથી પસાર થવું. —ટેબ્લો—

**પ્રવેશ ૩ જો**—સાગરદત્ત ને લહરીનો શૃંગાર લહરીની શોધમાં ભટકતા ખોડીદાસે બન્નેનો શૃંગાર જોઇ જુવાનીમા આવી જવું. સાગરદત પાસે પૈસા નહી હોવાથી મુછના બાલ પર પૈસા લેવા

**પ્રવેશ ૪ થો**—હુણ સરદારની છાવણી—ઉજ્જયનીની હાર અને પાટલીપુત્રમાં સ્કંદના હાથે મહાત થયેલા તોરમાણની નિરાશા હુણ સેના નાયકની હિંમત અને આર્યાવર્ત ઉપર હુણનો ઝુંડો ફરકાવવાની આગાહી, ભટ્ટાર્ક અને અનંતાએ આવવું હુણ સરદાર તોરમાણ પાસે ક્ષમાની યાચના. પાટલીપુત્ર અને માળવાને છુટા પાડી સ્કંદગુપ્ત અને સુશીલાના હૃદને આઘાત પહોચાડી હતાશ કરવાની પ્રપંચી જાળ મગધના વેચાણની શરતો અને બન્ને પક્ષ વચ્ચે કોલકરાર. લેખપર સાહીઓત કરવાની તૈયારી ત્યા ગોવિંદગુપ્તનું પ્રગટ થવું મગધ દ્રોહીઓને સખ્ત ફીટકાર. લેખના ટુકડા કરી મગધનું વેચાણ અટકાવવું. તોરમાણ ભટ્ટાર્ક અને અનંતાનો ઉગ્ર કોપ. ગોવીંદગુપ્તનો શિરચ્છેદ કરવા જતાં દિવ્યપુરૂષનો દિવ્યપ્રભાવ.

—ટેબ્લો—

પ્રવેશ ૫ મો—પાટલીપુત્રનું રાજમંદીર—ગાનતાનમાં ગુલ્તાન બનેલા રાજકુમાર પુરગુપ્તને સ્કંદગુપ્તે આવી રાજધર્મ સમજાવવો પુરગુપ્તની ભ્રાતૃભક્ત ઉજ્જયનીથી સુશીલા દેવીના સ્વર્ગારોહણના બનાવટી સમાચાર લઈ છુપા વેશે હુણદુતનું આવવું, સ્કંદગુપ્તના હૃદયને તીવ્ર આઘાત, માતા ભદ્રશીલાનું આવવું દુતને ધમકી આપી સત્ય ઘટનાનો સ્ફોટ કરાવતાં પ્રપંચી દુતનુ અડગ રહેવું ને ખાત્રી માટે સુશીલાની ભસ્મ રજુ કરવી. બધાની ખાત્રી થતાં સ્કંદગુપ્તની આ જન્મ બ્રહ્મચારી રહેવાની ભીષ્મપ્રતિજ્ઞા દુતનું જવું. અને ઉ-જ્જયનીથી દેવી સુશીલા અને મહારાજા ભીમવર્માનું આવી પહોંચવું પત્ર માટે શંકા દુતના અદ્રશ્ય થવાના ખબર શંકાનું મજબુત થવું સ્કંદગુપ્તનો અડગ નિશ્ચય સુશીલા સ્કંદગુપ્તનો પ્રેમાવેશમાં ભેટવા જતાં સ્કંદે પ્રતિજ્ઞા જાહેર કરવી. સુશીલા અને સ્કંદની હૃદય વ્યથા કરૂણમીલન અને સ્કંદે સુશીલાને માતા ગણી તેના ચર્ણોમાં કર્ત-વ્યની ભિક્ષા માગવી. સુશીલાનું પ્રેમભગ્ન થવું.

પ્રવેશ ૬ ઠો-દેખાદેખી શૃંગારને ચાળે ચઢેલા ખોડીદાસ અને જમનાનો શૃંગાર—શૃંગારમાં અંગાર ઉઠતાં સેજપાલ શેઠે આવી બ-ન્નેનું સમાધાન કરવું. ખોડીદાસે લહેરીનો પતો આપવો સેજપાલે સાગરદત્ત લહેરીની શોધમાં જવું

પ્રવેશ ૭ મો—પાટલી પુત્રનો દુર્ગ—પાટલી પુત્રના દુર્ગનું નિરીક્ષણ કરતાં સ્કંદગુપ્ત અને પર્ણદતનું આવવું. ભટ્ટાર્ક છુપા વેશમાં આવી સ્કંદના ચર્ણોમાં પડી બનાવટી ક્ષમાની ભિક્ષા માંગવી ઉદાર દીલના સ્કંદે ભટ્ટાર્કને ક્ષમા અને સૈન્યની સરદારી આપવી. પર્ણદતનો વિરોધ સ્કંદની પ્રભુતા પર્ણદત તથા ભટ્ટાર્કનું જવું. તોરમાણુનો અચાનક હલ્લો થતાં સ્કંદનું ઘેરાવું શત્રુઓ

સાગે સ્કંદ મરણીઓ થઇ મગધને બચાવવા લડે છે. અને શત્રુઓને ત્રાસ પોકરાવતો ઘાયલ થઇ પડે છે. હુણો ભેવફા ભટાર્કની સહાયથી દુર્ગને સુરંગથી ઉડાડી પાટલી પુત્રમાં દાખલ થાય છે. સ્કંદ મૂ-છીમાંથી જાગ્રત થતાં દુર્ગને તુટેલો જોઇ વીરત્વમાં ઘાયલ થયેલી હાલતમાં શત્રુઓની પાછળ પડે છે.—**સીન ટ્રાન્સફર.**

પાટલીપુત્રની પડતી માટે પશ્ચાતાપ કરતો પુરગુપ્ત પોતાના પ્રમાદનું પ્રાયશ્ચીત કરવા, ગરૂડધ્વજ લઈ જીવન સમર્પણ કરવાની તૈયારી કરી રહ્યા છે. ત્યાં મહારાજા ભીમવર્માએ આવી ગુપ્તવંશના પવિત્ર ગરૂડધ્વજની પ્રાણાન્ત સુધી રક્ષા કરવાની પ્રતિજ્ઞા કરી ગરૂડધ્વજ લઇ જવું. તોરમાણનું નગરમાં દાખલ થવું. પુરગુપ્તનું તોરમાણના હાથે ઘાયલ થવું, ત્યાં શતરૂઓને હંફાવતો પર્ણદત્ત આવી ચડે છે. ને ઘવાએલા પુરગુપ્તને ઉપાડી શત્રુઓના મારા વચ્ચેથી આબાદ છટકી જાય છે તોરમાણની ક્રુર દમનનીતિ ભટાર્કની કુટીલતા અને અનંતાની આપખુદી વચ્ચે પીસાતી પાટલી પુત્રની પ્રજાના આર્તનાદ સાંભળી દેવી ભદ્રશીલાએ મેદાને પડવું પ્રજા માટે પ્રાણદાન તોરમાણે અગ્નીના મુખમાં હોમી દીધેલું, પાટલીપુત્ર અગ્નીની સર્વભક્ષી જવાલાઓમાં સળગતું નગર. પ્રજાની કરૂણ ચીસો હૃદયભેદક દ્રશ્યો વચ્ચે લોહીના છોળો ઉછાળતી સિંહણો સમી સુશીલા અને ધૈર્યદેવી ધસી આવે છે. અને શત્રુઓથી ઘવાય છે. ત્યાં તલવારના ટેકે ઘવાએલો સિંહસ્કંદ અગ્ની વરસાવતો આવે છે ને શત્રુઓને તોબા પોકરાવે છે. અનંતા તોરમાણ અને ભટાર્કના મારા વચ્ચે ઘેરાએલા સ્કંદના ઘા ભીમવેર્માએ ઝીલી ગુપ્તવંશના ગરૂડધ્વજને છાતિ ઉપર રાખી રૂણ અદા કરવું. પડતા કેશરીને ગોવિંદગુપ્તે અદ્ધર ઝીલી લેવો, સ્કંદનો ગુપ્ત વંશના ગરૂડધ્વજ માટે પોકાર. ગોવિંદગુપ્તે ગરૂડધ્વજ અદ્રશ્ય ફરકાવવો શત્રુઓનું આશ્ચર્યમુગ્ધ થવું. —ટેબ્લો—

# અંક ત્રીજો

**પ્રવેશ ૧ લો**—પર્ણદતની પર્ણકુટી—પાટલીપુત્ર પડ્યું અને લુટાયું હુણોના અત્યાચારથી પાટલીપુત્ર કંગાલ બન્યું. દુઃખી મગધવાસીઓના દુઃખ પર પર્ણદત અને સુશીલાની દયાજનક સ્થિતિ. દેશબંધુઓ માટે દ્રવ્યની ભિક્ષા. ગરીબોના ભુખનું દુઃખ અને શ્રીમંત નાગરીકોની વિલાસ પ્રિયતાને અધમતાનો ચિતાર. પર્ણદતના હૃદયનું કમકમી ઉઠવું. સુશીલાએ કંઠ વેચી દુઃખી દારીદ્રનારાયણની સેવા કરવી. પાટલીપુત્રની પડતી અને મગધની પરાધીનતાથી વીરત્વમાં પાગલ બનેલો સ્કંદ આંગણે આંગણે મગધની મુક્તિ માટે વીરોની ભિક્ષા માગે છે. પુરગુપ્ત અને ધૈર્યદેવીનું આવવું. હૃદયભેદક ચીતાર. નાગરીકોનું મગધની માતૃભૂમિ માટે મરવા તઇયાર થવું. દેશ દ્રોહી પતિનું મસ્તક કાપી સ્કંદના ચર્ણોમાં ધરવાની ધૈર્યદેવીની પ્રતિજ્ઞા. મગધની વીરાંગના. મગધ માટે પતિનું બલિદાન લેવા દોડી જાય છે. સુશીલા પાછળ જાય છે. સ્કંદ. પર્ણદત, પુરગુપ્ત, નાગરીકો સૈન્ય તઇયાર કરી યુદ્ધમાટે પ્રયાણ કરે છે

**પ્રવેશ ૨ જો**—હુણોની છાવણી—વિજયોત્સવ ઉજવતો હુણ સરદાર તોરમાણ અનંતા અને ભટ્ટાર્કને છુટા પાડવાની બાજી ગોઠવે છે. અનંતા અને ભટ્ટાર્કનું આવવું. સત્તા અને શરતો માટે અનંતા અને ભટ્ટાર્ક વચ્ચે ચકમક. ધૈર્યદેવીનું છુપા વેશે દાખલ થવું. અને સપડાવું. પતિપત્નિ વચ્ચે વાકયુદ્ધ. ત્યાં સુશીલાનું આવી પહોંચવું તોરમાણે સુશીલા અને ધૈર્ય દેવીને પકડવાની આજ્ઞા. પુરગુપ્ત પર્ણદત અને સ્કંદનો અચાનક હલ્લો હુણોનું ઘેરાઈ જવું. દારૂણ સંગ્રામ

હુણુ સરદાર તોરમાણ અને અનંતાનું પકડાવું. ધૈર્ય દેવીએ ભટ્ટાર્કનું મસ્તક કાપી સ્કંદના ચર્ણોમાં ભેટ કરવું. ફરીથી મગધના તારણહારનો વિજય

**પ્રવેશ ૩ જો**—સેજપાલ સાગરદત્ત વિગેરેનો ન્યાય, સાગરદત્ત લહેરીના લગ્ન. —રેબલો—

**પ્રવેશ ૪ થો**—પાટલી પુત્રનો ભવ્ય રાજમહાલય—યુવરાજા સ્કંદગુપ્તને રાજ્યાભિષેકની તૈયારી પ્રજાના પ્રશ્નનો સ્કંદનો ઉકેલ પટમહાદેવી શિવાય આર્યપટપર અભિષેક કરવાની ધૈર્ય દેવી ના પાડે છે. પર્ણદત્ત સુશીલાનું પાણી ગ્રહણ કરવા કહે છે. સ્કંદ નિશ્ચયમાં અડગ રહે છે સ્કંદના આત્મબળ માટે ગોવિંદગુપ્તનો આશીર્વાદ. પશ્ચાતાપથી બળતી અનંતા આવી સમ્રાટના લખની તથા સુશીલાના સ્વર્ગારોહણના બનાવટી પત્રના પાપનો સ્ફોટ કરી ક્ષમા યાચે છે. પાપીણી માતાનો ઘાત કરવા પરગુપ્ત ધસે છે. સ્કંદ રોકે છે. ને માતાને ક્ષમા આપે છે. આર્યાવર્તનો બીજો બ્રહ્મચારી ભીષ્મસ્કંદ પટ મહાદેવી તરીકે પોતાની ભવાનીને સિંહાસન પર સ્થાપે છે સુશીલા અખંડબ્રહ્મચારીણી રહેવાની પ્રતિજ્ઞા કરે છે. આર્યબાળાનો અપુર્વ ત્યાગ સ્કંદનો પટાભિષેકને અનંતાના લોહીનું રાજતિલક. તોરમાણને આર્યવર્તની હદ છોડવાના ફરમાન સાથે ક્ષમા આપી છુટો કરવો. મગધના તારણહાર સમ્રાટ સ્કંદની વિજય ઘોષણા સાથે નાટયપ્રયોગની પુર્ણાહુતી. અંતિમમાં મગધના તારણહારનો જય.

શાન્તિ ! શાન્તિ !! શાન્તિ !!!

શ્રી ૨૧.

# તારણહાર.

## નાટકના ગાયનો.



## અંક પહેલો.

### મંગળાચરણ.

બાળાઓ—

પાલક પરિબ્રહ્મ પુર્ણ કામહે
વાર વાર પદ પ્રણામ વિભુવર
ચરણુ શરણુ અવિનાશી
માર્ગ અભિલાષી સુખકર
નિરાકાર નિર્વિકાર નિર્ગુણ
અદ્વૈત તત્વે આત્મ નિમજ્જન
યાચું હર નિશનાથ નિરંજન
હે દુખ ભંજન કર મનરંજન
મંગલ કરતા કરૂણા કરજે
તાપ ત્રિવિધ અમારા હરજે પુનિત નામહે

બાળાઓ—

દેશ ભક્તિમાં જેણે દિધાં દેહ દાન
એના ચરણોમાં કોટી પ્રણામ.
દેશદેશે ગવાય એના નામ
રહે યુગ યુગ અવિચળ જેનાં કામ--એના.
દેશ દાઝે હૈયાં જેનાં દાઝી ઉઠે
રણ હાકે વિર કેશરી જે ગાજી ઉઠે
ખેડે એકજ લાખોમાં સંગ્રામ--એના.

રાજમહિલાઓ— ૧

વિશ્વેશની વિભુતીને વ્હાલથી વધાવો
આનંદ આપનારા ઉત્સવ રૂડા રચાવી
સ્વાગત કરી સહર્ષે શ્રીમાનને રિઝાવો
આ ઉગતો દિવાકર પોષક બને અમારો
આશાના અર્ઘ્ય અર્પી પ્રેમે પુજન કરાવો.

સેજપાળ શ્યામળી— ૨

પુછી જો જગતના ધનવાનોને પૈસા કયાંથી આવ્યા
કાળા ધોળાં કૈંક કરીને કૈંના માલ પચાવ્યા
કરી ઉચાપત માલ બીજાના આખર કોઈ નવ ફાવ્યા
માળાના મુળગા જાતામાં કંઈક ફરે હડકાયા
બાગબગીચા કંઈક બંગલા પૈસાથી બંધાયા
સત્ય નિતિની ભલી ઝુંપડી જ્યાં ઈશ્વરની છાયા

કૃષ્ણ— ૩

અય ગોકુલકી ગ્વાલીની દીલકી દીલારામ
કહાં ચલી કહે દે જરા કયા હે તેરા નામ

રાધા—બાંકે છેલા ગગરીયાં ભરનનદે
ચલનનદે શ્યામ રોકે ડગરીયાં
નીડર નીપટ ઢીટ કનાઈ
કરત રહત છેડ સદાઈ
શુધ બુધ બીસરત ઉન સંગ સજની લગત
હૃદય લગની બાંકે
મધુર મૃદુલ હસત લાલા બ્યાકુલ ભઈરી વ્રીજકી બાલા
અચપલ મુદભર સુલલીત નયનાં
અમીત પુનીત સુખદા

ભદ્રશીલા— ૪

સત્તા ટકી છે કોની કોની ટકી રહેશે
જર જોરને જુવાની અંતે થવાનાં ફાની
મદ મોહમાં દીવાની કાલે ખરીજ જાશે
સત્કર્મ કંઇ કરી લે ભવસિંધુ આ તરી લે
વિભુતી વિમળ ભરી લે કીરતાર હીસાબ લેશે

સુશીલા સખીઓ— ૫

કોકિલને કોણે મીઠાશ દીધી
આવી પુષ્પોમાં ક્યાંથી સુવાસ
પુછું કહો કોને સાહેલી
યુવતીના નયનોમાં રાગ મુકયા કોણે
હૈયે મુકી કોણે આશ
મને જરા કહોને સાહેલી

કલ્પ્યું ન હોય એવું આવે નજરમાં
સ્મરણ સતાવે ઉંડા અંતરમાં
જન્મ જન્મની એ પ્યાસ
જગત એને કહે છે પ્રેમ પ્રવાસ
રસીક એને કહે રસહેલી

સુશીલા સખીઓ— ૬

અણુજાણ્યા તે સ્નેહ કેમ કરીએ સાહેલી
અણુજાણ્યા તે પંથ કેમ જઇએ--સખી.
પ્રીત સાગરનાં વારી છે ઉંડાં સાહેલી
જોઇ જોઇને વિચારી પાય ધરીએ--સખી.
ભેદ કંચન કથીર તણા જાણી લઇએ
નહીં ઉજળાંને દુધ સખી માની લઇએ
હૃદય પરખે કે હૃદય અમે અર્પી દઇએ
નયન નીરખી પીછાણે પ્રાણ વારી જઇએ.
નહીં પ્રેમનાં બજાર આ સંસારમાં સહેલી
હૃદય રત્નના વેપાર કેમ કરીએ-સખી
મળે સાચા ઉરહાર પછી શાના વિચાર
ગ્રહી સાચા ભવતાર પાર તરીએ-સખી

સુશીલા— ૭

જંગ જગાવો સહુ સીંહણ
ભાવ ધરી કરો જીવન સમર્પણ
રણ ચંડી રણ ચઢો અતુલ બળ
શત્રુને બતલાવો
પ્રબળ પ્રચંડ કરી પડકાર
વીર ધરા ધ્રુજાવો

સમર ગજાવી રોળી રીપુદળ

વીજય ધ્વજ ફરકાવો.

લ્હેરી—

૮

એની કળીએ કળીએ ઉડે છે પ્રેમની પરાગ

મારા ગુંથ્યા કરમાય છે સોગેરા ગજરા

કંખ ઝેરી વેઠી વેઠીને ચુંટયાં

તાર ફિરના પરોવી મેં તો ગુંથ્યા

ધારી ધારી હડામાં અનુરાગ—મારા.

મન મંદિરના દેવ ક્યાંથી લાવું

માળા ગુંથી ગુંથીને ક્યાં ધરાવું.

સુનો સુનો લાગે છે સ્નેહ બાગ

૯

સાગર--લહેરી--અજબ રત્ન એક આપું ન આપું કહો આપું

તો—એને છુપું રાખશો ?

રત્ન મોંઘુ જો હોય એ તમારૂં હા'—તમને બહુજ

પ્યારૂ તમારૂ ગણીને તમે રાખશો.

વાટ ઘાટે એ રત્ન કંઈ મળતા નથી.

અમે જુઠી લાલચ જોઈ ઢળતા નથી

જો ! જો ! કલ્પવૃક્ષ રોજ રોજ ફળતા નથી

પ્રાણ સાટે સ્વીકાર રાજ સુંદર ઉપહાર

ગણું પ્રાણથી અધિક પ્રાણ માનશો.

પ્રથમ અંક સમાપ્ત.

# અંક ૨ જો

સુશીલા સખીઓ— ૧૦

"આનંદના ઉગ્યાં–પ્રભાત વિપદની વિતી ગઈ રાતડી
વ્હાલી વ્હાલી વિજયની વાત સાંભળીને હરખે છે છાતડી
મહારથી છતાં જે મહાત્મા ગણાય છે
કર્મવીર થઈને જે કીર્તિ કમાય છે
જેનાં આદર્શ પૂર્ણ પ્રેમે પુજાય છે
વિર એ વિજેતા છે વિશ્વે વિખ્યાત
આજ જોવા અધિર થાય આંખડી

ધૈર્યદેવી— ૧૧

નંદનવન સમદેશ આ જેનાથી સોહાય
ભારત રમણી આજ તે ચરણુ તળે છુંદાય
જગતનાં આંસુ લ્હોનારાં લુછો અબળા તણાં આંસુ.
વહે છે આજ ચોધારા લુંછો અબળા તણાં આંસુ
તમારા દેશની લક્ષ્મી તમારૂ તેજને ગૌરવ
અરે સન્માન ચાહનારા લુંછો અબળા તણાં આંસુ
નથી એ અશ્રુનાં બિંદુ ભર્યા છે બિંદુમાં સાગર
જશે આ દેશ પાતાળે લુંછો અબળા તણાં આંસુ

સુશીલા— ૧૨

સ્નેહ ઉપવન એ સૂનાં વસાવી ગયો
ગાન મંજુલ આલાપી હૃદય કુંજનો કલાપી
મુગ્ધ મયુરીના દીલને હસાવી ગયો
અજબ ઘેને મીંચાય નેત્ર જાગી જતી
અનિલ લહરીઓ સંદેશ કંઈક આપી જતી
સ્નેહ બંસરી સુણાવી મંત્ર મુગ્ધશી બનાવી
અજબ જાદુગર એ જાદુ ચલાવી ગયો

સાગર— ૧૩

વંક ભ્રકુટી વંક ચોટલો વાંકી જેની ચાલ
વાંકા બોલી નારી પરણી પુરૂષ થાય બેહાલ
નખરાળીથી નેહ કરી નર પુરેપુરા પસ્તાતા
ઘડી તલસાવે ઘડી લલચાવે ઘડીક કરે ભૂપાતા
ઘુંઘટ પટમાં નયનો ઢાળી પાણી પુરૂષનાં માપે
પાણી પાણી જો થાય પતિ તો માથે છાણા થાપે

ભદ્રશીલા— ૧૪

સુત સપુત પ્રગટે ભારતમાં
યશ પરિમલ પ્રસરે
અભિલાષા છે એજ અમારી
કર્મ નિષ્ટ હો સહુ નરનારી
ધર્મ ધ્વજા જે ધરે

પ્રેમ ભક્તિનાં પાઠ પઢીને
સત્ય નિતિના શસ્ત્ર સજીને
જીવન ધન્ય કરે એજ—

સુશીલા— ૧૫

દિવાના પ્રેમના પંથી પ્રિતીના પંથ જાશો ના
સુધા માની એ વિષ પ્યાલા પીશો કે કોને પાશો ના
કીનારા નહીં જડે શોધ્યા વિષમ વમળે ભમી મરશો
એ સાગરના અતલ તલમાં હૃદયને કોઈ ખોશો ના
દિવસને રાત રોવામાં નયનમાં નીર; ના રહેશે
અરે છે પ્રેમ દાવાનળ વિમળ જયોતિને જોશો ના.

ખોડીયો જમના— ૧૬

દેખાદેખી કરવા જાય, એના ઢેડ ફજેતા થાય.
આખર ઈજ્જત લીલામ આવી થાય છે.
ભલે હંસ થવા જાય નકલ અસલ ભુલી જાય
આખર બગલા તે બગલા કહેવાય છે.
હે! વાંદરચાળા બહુ કરીએ, ફોગટ હાંસી થાય
ભુલ્યા ત્યાંથી સમજો વ્હાલા
સોળે સજે શણગાર સંખણી, પદમણી ના થવાય,
ભુલ્યા ત્યાંથી સમજો વ્હાલી હવે છોડ લવારી છોડ.

અંક બીજો સમાપ્ત.

# અંક ૩ જો

---

સુશીલા — ૧૭

હાવ રમતાં ભુલીને દીવાની થઈ
દુનિયાં છે દુઃખભરી આંખલડી અશ્રુભરી
આજ વ્હાલાનાં વ્હાલથી વિખૂટી પડી
આફતની આગમાં બળતી હું બ્હાવરી
ભટકી રહી ભવમાં—
થવાનું હતું તે થયું ધીરજ ધારીને સ્હેવું રહ્યું
ભુલાવી ભાવીએ ભુલી પડી.

સુશીલા — ૧૮

આ દેશ તમારો શ્રેષ્ઠ સર્વથી નર રત્નોની ખાણ
પરતંત્ર બન્યો છે આજ કુસંપે ખોઈ રહ્યો સન્માન
અરે ઓ ભારતનાં સંતાન
ઉઠો કેસરી માતૃભુમી માગે છે બલિદાન
સ્વમાન હોય જો અંતરમાં પ્રાણ કરો કુરબાન—અરે ઓ.
વૈભવ ગયાને ગઈ વિભુતી ગયો દેશ અભિમાન.
ગૌરવ ગયો વિલાસ ગયા નહીં છોડો વ્યર્થ ગુમાન.

પાત્રો બધાં— ૧૯

ધનમાલ પરાયા હરતા
તીજોરીને તર કરતા
આજે પાઠ શીખ્યા બહુ સારા
જર હરામનાં નહી પચતાં
આખર ફુટી નીકળતાં
શીદ ભરો પાપના ભારા
ઇચ્છા પંજા કંઇક કરી ભલે લાખો લુંટી લાવ્યા
હામનું ધન ગયું હરામે
આખર એ પસ્તાયા
સમજીને સન્માર્ગે ચાલ્યા
તેને છે પોબારા
ચમકે આજ સીતારા



# જાહેર ખબર.

અમારી કંપનીના નીચે લખેલા નાટકનાં ગાયનોની ચોપડીઓ જ્યાં અમારી કંપનીનો મુકામ હશે ત્યાંથી રોકડેથી મળશે વી. પી. થી મોકલવામાં આવશે નહી.

| ચોપડીનું નામ. | | | કીંમત. |
|---|---|---|---|
| ૧ સર વસંત કુમાર | ... | ... | ૦—૪—૦ |
| ૨ બોલતા હંસ ... | ... | ... | ૦—૪—૦ |
| ૩ માયા મોહીની | ... | ... | ૦—૪—૦ |
| ૪ સ્નેહ સુધા ... | ... | ... | ૦—૪—૦ |
| ૫ રંગીલો યોગી... | ... | ... | ૦—૪—૦ |
| ૬ ડોલતી દુનીયા | ... | ... | ૦—૪—૦ |
| ૭ અનંગપદ્મા (હવે પછી) | ... | ... | |
| ૮ કીર્તિ કલાપ (હવે પછી) | ... | ... | |
| ૯ વીરની વટ ... | ... | ... | ૦—૪—૦ |
| ૧૦ સ્વટંકી વીર ... | ... | ... | ૦—૪—૦ |
| ૧૧ રાજલક્ષ્મી ... | ... | ... | ૦—૪—૦ |
| ૧૨ લાખો ફુલાણી | ... | ... | ૦ ૪—૦ |
| ૧૩ તારણહાર .. | ... | ... | ૦—૪—૦ |

**શ્રી નવિન સરોજ નાટક સમાજ.**



આ ચોપડી શ્રી જૈન એડવોકેટ પ્રી. પ્રેસમાં વાડીલાલ બાપુલાલ શાહે શ્રી નવિન સરોજ નાટક સમાજને માટે છાપી છે, ઘીકાંટા જેસીંગભાઈની વાડી—અમદાવાદ.